હરઘડી હસાવનાર

# વાવડી ચસ્કી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં "જેઠાલાલ હેતશંકર
દવેએ" છાપ્યું પાડીઆ—અમદાવાદ.

આવૃત્તિ ૮ મી. સને ૧૯૨૦. પ્રત ૩૦૦૦

કીંમત ૦—૨—૦

# વાવડી ચસ્કી.

## અંક ૧ લો.

### સ્થળ રંગભુમિ.

**સુત્રધાર**—( વીણા વગાડતો વગાડતો પ્રવેશ કરે છે. )

કરમ કર મેરે હાલ પર અયે કરીમ—એ રાગ.

જગતના પતી એક તું સુખ સ્વરૂપ,
રહ્યો વ્યાપી સર્વે સદા તું અનુપ. જગતના.
કરી મહેર સૌપર દુઃખ ટાળજે,
દઇ સુખકારી સુખી રાખજે. જગતના.
સુબુદ્ધિ સુવિદ્યા મને આપજે,
કુબુદ્ધિ કુવિદ્યા દુરજ કાપજે. જગતના.

( સ્તુતિ કરી રહ્યા બાદ શ્રોતાજનો પ્રત્યે પ્રેમ અને વિનયથી. )

સુત્રધાર—આર્ય બ્રાતો ! આજની રળીયામણી રજનીએ હું આપની સમક્ષ એક નાનકડી બાબતપર એક વાવડી ચસ્કીનું રસીલું હાસ્યરસ ભજવી બતાવનાર છું તે આપ એકાગ્ર ચિત્તે શ્રવણ કરશો એવી આશા છે ( શ્રોતાઓ તેને તાળીઓ પાડી માન આપે છે. ) બાદ સુત્રધાર તેમને પુષ્પથી વધાવી લે છે. તેવામાં નેપથ્યમાં.

વિદુષક—આશા છે તો આ પત્રાળી લે અને ચાલ મારી સાથે.

સુત્રધાર—વાહરે વિદુષકજી ! વાયદા પ્રમાણે પધાર્યા તો ખરા !

વિદુષક—કેમકે જીભડી આગળ ચાલવા લાગી કે ? વાયદા તું ને તારો બાપ, કાં તો મગ, ચોળા, તુવરો ! બંદાને વાયડા બાયડા

ન સમજતો ! અમે તો આ ભાયડા છીએ, બાયડા સમજ્યો કે ?

સુત્રધાર—હવે માંથાફોડ મુકી ચાલ, મારૂં કહ્યું સાંભળીશ કે ?

( નેપથ્યમાં—હું ક્યાં ના કહું છું તે મારો વાંક કાઢવા માંડયો છે. )

વિદુષક—હવે બધી પંચાત મુકી હીંડને પેલા નરસીયાને ઘેર ? જોતો ખરો કે ત્યાં કેવી ધમાચકડી ધણી ધણીયાણીને ચાલી રહી છે?

( જાય છે. )

## પ્રવેશ ૧ લો.

### સ્થળ નરસીયાનું ઘર.

પાત્ર—નરસીયો, નાથુડી, ભગલો, ઘરાક અને લાડુશંકર.

નરસીયો—જો હવે મારૂં કહ્યું સાંભળીશ કે ?

નાથુડી—હું ક્યાં ના કહું છું તે મારો વાંક કાઢવા માંડયો ?

નરસીયો—લે અત્યારે સાંભળ; આજે લાડુશંકર ગોર લગનનું નક્કી કરવા આવનાર છે, માટે આપણે તે વખતે આનાકાની કરવીજ નહી. કારણ કે નાથીઓ થયો મોટો તેમ કન્યાનો છે ટોટો, ત્યારે હાથ ધોવા પાણીનો લોટો, કોણ આપે ખોટો કે મોટો ?

નાથુડી—એ તો ઠીક ! પણ મારા ચુડાની ચીપો ઉખડી ગઇ છે તેનું શુ કરવું છે ?

ભગલો—[ દોડતો આવી ] બાપા ! બાપા ! ઘરાક આવ્યું છે તે હીડા બોલાવે છે.

નરસીયો—મારૂં ત્યાં શું કામ છે ? જો આ ખીંટી પર કોથળી છે તે લઈ વતુ કરી આવ.

ભગલો—પણ બાપા કદી વતાને બદલે ઓછું કરૂં તો કેમ ?

નરસીયો—( ખીજવાઇને ) હશે જાને ગધેડીના મારી પણ મશ્કરી કરતાં શીખ્યો કે ? ( ભગલો જતો રહે છે. )

નાથુડી—આ તો તમારી જીભ છે કે જીભડો ! તમારી લઢાઇમાં મને ગાળો દોછોને ?

નરસીયો—લે હવે બધી પંચાત મુક, જો પેલા ગોર આવ્યા (ગોર આવે છે.)

ગોર—જે ગોપાળ ! જે ગોપાળ !

નાથુડી—આવો ગોર મહારાજ ! કેમ લગનનું નક્કી કર્યું કે !

લાડુશંકર—એમાં તો વાંધો પડે ! રામનું બાણુ પાછું પડે તો મારૂં કામ પાછું પડે.

નરસીયો—ચાલ ત્યારે લ્યો આ દક્ષણા (રૂપીઓ આપે છે.)

લાડુશંકર—હારૂં જજમાન રાજા ! [જાય છે.]

નરસીયો—ચાલ ત્યારે હું પણ બજારમાંથી ખારેકો ખારેકો લઇ આવું, નહિ તો બઇરાંને આપવા જોઇશે ત્યારે શું કરશું.

[જાય છે.]

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—નરસીયાના ઘરનો ચોક.

પાત્ર—ગાનારાં બઇરાં, નાથુડી તથા નરસીયો ને ભગલો.

ગાનારાં બઇરાં— ગીત ૧ લું.

આજ તોરણ માંડવે બાંધ્યારે,
આજ ભગાભાઇના વીવાહ સાંધ્યારે,
મારો ભગોભાઇ ડાહ્યો ડમરોરે,
એમનો શાળો તો જાણે કાળો ભમરોરે.
મારા ભગાભાઇ પુનમના ચંદરે,
જાણે ગોપીમાં શોભી રહ્યા નંદરે.
મારા ભગાભાઇ બહાદુર બળીયારે,
એમને જોઇ મોટા મોટા ધરણી ઢળીયારે.

ગીત ૨ જું.

હું તો સઢસત સ્યામને વીનવુંરે,
હું તો ગણુપત લાગુ પાય, વીવા વહેલા આવીયા.
મારા ભગાભાઇ લાવે લાડવારે,
એમની ગોરી વહુ ગોખે બેઠી ખાય. વીવા વહેલા.
મારા ભગાભાઇ લાવે ચુંદડીરે,
એ તો ગોરી વહુ પેહેરી મહાલેરે. વીવા વહેલા.
મારા ભગાભાઇ લાવે ખાંડ ટોપરાં,
એ તો ગોરી વહુ છાનીમાની ખાય. વીવા વહેલા.

ભગલો—માડી, ઓ માડી! હવે મને ખારેકો આપી દેને.

નાથુડી—અપાય છે પીટયા ગાંડા તારે શી ઉતાવળ છે!

નરસીયો—એમને વહેલાં ઘેર જવા દે, કે પરોઢીઆમાં જાન જઇને જવાની છે તેથી વહેલાં પરવારી તૈયાર થાય.

લ્હાણુ વેહેંચી સૌને વીદાય કરે છે.

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ભાદજ જવાનો રસ્તો.

પાત્ર—જાનૈયા સ્ત્રી પુરુષો.

જાનૈયા—રાજા વાત કહું છુ સાચી એ રાગ—કેરબો.

જુઓ જુઓ ભગલાલભાઇની ભાઇઓ જાન ચાલીરે,
જાન ચાલીરે લેશું લાલ મ્હાલીરે. જુઓ.

૧ જાનઇયો—લાડુ જલેબી ઘેબર ખાશું, ખાશું શીરો પુરી;
ખુબ ખાઇને હોકા તાણુશું, જાણે ભરાણી જુરી. જુઓ.

૨ જાનઇયો—માગી તાગી લુગડાં લાવ્યો, શેઠનો કરવા ઠાઠ;
રોફ શોફથી ફરશું રોજે, તજી દેઇ ઉચાટ. જુઓ.

૩ જાનઇયો—રમત ગમત કરશું ભરશું ભાંગ કેરા લોટા;
લટકે મટકે લાલા ફરશું, ઓઢી ધોતી જોટા. જુઓ.
૪ જાનઇયો—ગાંજાનો ગુલાબી રંગ ઢંગ કરે દાતાર;
ખુબ સપાટા મારી ફુંકી, આનંદમાં રહેનાર, જુઓ.

૧ જાનઇયો—અલ્યા રાવળ, ગામની ભાગોળ આવી તોય ભુંગળો કેમ વગાડતા નથી ?

રાવળો—પણ ઢોલી ઢોલની દોરી બાંધી તૈયાર થાય ત્યારે વગાડીએ ને દાતા ?

જાનઇયો—ઠીક ઠીક, જલ્દી કરોની ( ઢોલ ભુંગળો વગાડતા સૌ ગામમાં જાય છે. )

## પ્રવેશ ૪ થો.

### સ્થળ લગ્ન મંડપ.

લાલશંકર—વર કન્યા સાવધાન ! નાણાની કોથળી સાવધાન ! બરફી પેંડા સાવધાન ! ખાઓ પીઓ સાવધાન ! સોના ચોરી સાવધાન ! અગડં બગડં સાવધાન ! કન્યાની માડી કંસાર પીરસવા આવોરે બાઇ—ઇ—ઇ.

વર તરફના બઇરાં— ગીત.

એક ઝારા ઉપર ઝારીરે, એ તો કન્યા થઇ અમારીરે;
એ તો અમારાં કહ્યાં કરશેરે, એની માનાં બોલ્યાં ધરશેરે.

ગીત.

આવો આવો વેવાણો વહેલીરે,
જાઓ જાઓ એ ઝાંપડી કેવલીરે;
વરને પુંખતાં નાક તાણી, કેવી પડી ઝંખવાણી.

જો ચે જોયું તારૂં પાણી, આણું ઓઢા ક્યા સંતાણીરે,
ઓયરે મટકા વેયરે લટકો, વાહલાં વેવાણ આ શા ચટકા
સોનેરીનો લઈને કટકો, ખઓ જો ના હોયે ખટકા સપોસપ.

કન્યા તરફનાં બઇરાં— ગીત.

ઓલ્યા નરસીશા બાયડી ઓડીરે,
એક આંખ્યે છે કાંણી પગે ખોડીરે,
એની જગતમાં જડે નહિ જોડીરે. ઓલ્યા.
એનું મોઢું વાંકુને હોઠ જાડારે;
એ તો કરે છીનાળ વહુ ચાળારે. ઓલ્યા.
એ તો જોડી જાણે જોઇ લ્યો પાડીરે;
ચોરી ચોરી ખાય ખોપરાં કાઢીરે, ઓલ્યા.

જાનઇયા—હવે છાના મરો છાનાં, બહુ થયું, એવાં ગીત તે ગવાય કે ? લ્યો ચાલો વર કન્યાને એકી બેકી રમાડી થાપા દેવરાવી દઇએ.

(બધાં ઉતારા તરફ જાય છે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ—ભાદ્રજની ભાગોળની વાવ.

પાત્ર જાનઈયા ને વરરાજા તથા લોકો.

લલવો—અલ્યા જુલીયા ! યાર રાત્રે તો ઠીક ગમ્મત આવી હતી ! મારો વહાલો બગલો હુંશીયાર તો ખરો કે કે સાસુને નાક તાણવા ન દીધું.

ખોડીયો—પણ યાર, પાણીની બહુ બહુ પંચાત પડી, માટલામાં કાગળો પાણીએ નહોતું.

જુલીયો—પણ યાર ! આ ગામમાં તો પાણીની બહુ તાણ

છે. ફક્ત આ પેલી સામેની વાવ છે તેનું પાણી મીઠું છે. બાકી તો ખારૂં ખારૂં મગર.

લલવો—ત્યારે આપડે તે વાવ ગામમાં ઘસડી જઇએ તો કેવું ?

ખોડીયો—પણ શી રીતે ખેંચવી તે તો દહે.

ભુલીયો—એ તારા બાપનું બારમું થાય તમારામાં એટલીએ અક્કલ નથી કે આ વાવના તોડાએ દોરડાં બાંધી ખેંચીએ તો પછી કેમ ન આવે વારૂ ?

લલવો—પણ આટલાં બધાં દોરડાં લાવવાં ક્યાંથી ?

ખોડીયો—ગામમાંથી, બીજે ક્યાંથી ?

ભુલીઓ—અરે પણ અક્કલના દુશ્મન ? આપણે દોરડાં લેવા જઇએ તો રાંડની વાવડી સટકી ન જાય કે ? કારણ કે તેણે આ-પણી વાત સાંભળી છે માટે હવે તો એમ કરો આપણી પાઘડીઓના છેડા બાંધી રાંડને ઘસડી જઇએ.

વરરાજા—સત્તર આનાને બે પાઇની વાત !

( બધા પાઘડીઓ ઉકેલી વાવ માથે બાંધે છે ને ખેંચવા માંડે છે. આ તમાસો જતાં આવતાં લોકો જોવા ઉભા રહે છે. )

જાનઇયા—છેડા પકડી ખેંચો મારા બાપ ! હઇસો આવી ભેગા થઇને ! ભાઇ આવી જોર મારીને ! હઇસો ભાઇ.

( એવામાં પાઘડીઓ ફાટવાથી ચરરરનો અવાજ સાંભળી.

લોકો—અલ્યા જોરથી ખીંચો વાવડી ચસકી ખરી !

જાનઇયા—હંમ મારા બાપ ! હઇસો ચાલી ! એક સપાટે ? હઇસો ચાલી ? જોરથ ખેંચો ? ચસકી.

[ ખુબ જોરથી ખેંચવાથી પાઘડીઓ તુટી જવાથી બધા એક મેકની ઉપર ભરરર ભસ કરતાં પડે છે ! તેમાં કંઇકનાં હાડકાં

રંગાય છે તે જોઇ લોક.)

લોકો—વાહરે ચસ્કી! વાવડી ખેંચી તો ખરી! હત તમારી ગુનનાં ગાંડા પાડા મારૂ તમારી! કંઇ અક્કલ ફુટી ગઇ છે તે વાવડી ખેંચી જાઓ છો! આજ ભાંગ ગાંજાની ખુબી જણાવતા હશો વારૂ!

જાનઇયા—પણ અમે તો તમારા માટે મેહેનત કરતા હતા કે પાણીનું દુઃખ!

લોકો—જાઓ! ગમાર જાઓ ફોગટની વાવડી ચસ્કી કરી!

(જાનઇયા એથી ખીજવાય છે; ને આખા ગામમાં એ વાત ફેલાય છે તેથી તેમને વાવડી ચસ્કી કહી ખીજવે છે. હજુ પણ આ કહેવત જગપ્રસિદ્ધ છે.)

---

## અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ છપ્પનશાહનું ઘર.

**પાત્ર**—છપ્પનશાહ—નરસીયો, મણી શેઠાણી ઘમ્મલીયો ને ટપાલવાળો.

**છપ્પનશાહ**—(હજામત કરાવતાં) અલ્યા નરસીયા ભગલાની જાનમાં તો ઘણી નામના કરી વારૂ.

**નરસીયો**—માબાપ, એમાં મારો શો વાંક? એતો સાળા ટેખળી ટેખળી ભેગા થઇ નાહક હમારી ન્યાતને લજવી મારી, પણ બાપા હવે તમે જાણો છો તો ખરા કે મારા ઘરમાં ખરચ વધ્યું તેથી કંઈ વેપાર બતાવો તો ઠીક.

**છપ્પનશાહ**—અલ્યા વેપારમાં તારૂં કામ નહીં, તું તારે.

મણી શેઠાણી—પણ એમાં બાપડાનું પુરૂં થતું ન હોય ત્યારે શું કરે ? [ સીપાઇ

ધુબ્બલીયો—પાંચ ઘરાક વધારે મુંડે ( એવામાં ટપાલવાળો

ટપાલવાળો—છપ્પનશાહ છપ્પનશાહ લખપતી.

ધુબ્બલીયો—લાવો કાગળ સીપાઇ કાગળ આપી જાય છે).

છપ્પનશાહ—અલ્યા ધુબ્બલીયા ! વાંચ જોઇએ શું લખ્યું છે ?

ધુબ્બલીયો—સાહેબ આતો પેલા આપણા આડતીયાએ લખ્યું છે કે લશ્કર તમારી તરફ આવનાર છે માટે માલ સંઘરી રાખજો.

છપ્પનશાહ—( મનમાં ) આ લાગ ઠીક છે. આ રાંડના આ પાંચજાની કમબખ્તી આજ પુરી ઉતારૂં ( પ્રકાશ ) ત્યારે જા તું મોદીખાને જઇ સીધુ ખરીદી લે ને પછી અહીં આવજે. હું ભાજી મંગાવું તે સહી કરી લેવી કારણ કે એ લોકો શાકમાં તો તાંદલજાના ભાજી ખાય છે માટે જા તાકીદ કર.

ધુબ્બલીયો—જેવો આપનો હુકમ ( એમ કહી જાય છે. )

નરસીયો—[ હજામત ઉતાવળથી કરતાં મનમાં ] હાશ ! આજ લાગ આવ્યો ! શેઠનો ગુમાસ્તો સીધુ સહી કરી આવે તે પહેલાં હું બધી ભાજી ખરીદી લઉં કે મારૂં કામ થઇ જાય ( પ્રકાશ ) બગલ ઉધાડો.

છપનશાહ—અલ્યા આજ તો વહેલી હજામત કરી રહ્યો વારૂ ?

નરસીયો—ભાઇ સાબ. આજ લગીર ઉતાવળ છે તેથી ( મનમાં ) બચ્ચાજી આજ આવો રળવાનો વખત મુકી અહીં શી મોકાણ માંડવા રહું.

છપ્પનશાહ—ઠીક ત્યારે જા ઉતાવળો ( તેના ગયા પછી ) એટમજી ! તું મને ઠગે છે પણ આ વાણીઓ ક્યાં કાચો હતો

તે તારાથી ઠગાય. શેઠાણીને કહ્યું લ્યો ! ઉઠો હવે પાણી કાઢો.

મણીશેઠાણી—ઉઠો તારે ( બન્ને જાય છે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—શાકબજાર.

પાત્ર—નરસીયો તથા કાછીયા, પાછળથી ધુળબજીયો.

નરસઇયો—( હરખાઇને. )

ભરી આવું રૂપીયા જુઓ મઝા—એ રાગ.

રળી લાવું રૂપીઆ ઘણા ઘણા,

ઘણા ઘણા, પછી લટક મટકથી ફરશું સદા—રળી લાવું.

ભાજી ભરી ભરી ભરૂ વખારો,

લાભ એમાં ઘણો ભાઇ ભાઇ આનંદ મજા—રળી લાવું.

બસ બસ હવે બંદાનો બેડો પાર ? આપણે હવે મોટા ધનેતરની પણ હજામત કરવાના નથી, હવે તો નોકર ચાકરો રાખી કામ કરાવવાના.

૧ લો કાછીયો—વંતાક જઇના દોઢશેરરે ભાઇ ઇ ઇ.

૨ જો કાછીયો—ચાલોજો સવાશેર કરીરે ઘરાકો ઓ ઓ.

૩ જો કાછીયો—મોગરી જાઇ શેરરે ભાઇ ઇ ઇ

નરસીયો—અલ્યા ભાજી શા ભાવે આપી.

કાછીયો—દોઢશેર ભાઇ દોઢશેર.

નરસીયો—અલ્યા મણનું શું લે છે ?

કાછીયો—મણના પાંચ આના.

નરસીયો—કેટલા મણ છે તારી પાસે ? ચાલ જેટલી હોય તેટલી જોખી આપ.

કાછીયો—તમારે જોઇએ છે કેટલી ?

નરસીયો—જેટલી હોય તેટલી.

કાછીયો—ત્યારે ઉભા રહો બધાને પુછી આવું.

નરસીયો—ઠીક જલદી કર. કાછીયો બીજા કાછીયાઓને પુછવા જાય છે એવામાં ધબ્બલચંદ આવે છે. કેમ શેઠ શીદ જઇ આવ્યા ?

ધબ્બલીયો—મોદીની વખારે હવે શેઠને ત્યાં જઇશ. પણ તમે અહીં કેમ આવ્યા છો ?

નરસીયો—શાક લેવા, તમે જરા મને સાંજરે મળજો હોકે !

ધબ્બલીયો—વારૂ હું જાઉં છું [ એમ કહી જાય છે એટલામાં કાછીયે આવી. ]

કાછીયો—બધી બજારની ભેગી કરતાં ચૌદસો મણ થાય છે કેમ રાખવી છે.

નરસીયો—હા, સહી. લે ચાલ મારી સાથે હું રૂપીયા આપું [ બંને જાય છે. ]

## પ્રવેશ ૩ જો.

**પાત્ર—નાથુડી, ભગલો, પાછળથી નરસીયો ને કાછીયો.**

નાથુડી—અલ્યા ભગલા જોને હજુ તારા બાપા કેમ નથી આવ્યા ?

ભગલો—આ આવે, જો ખડકીમાં.

એટલામાં નરસીયો કાછીયા સાથે આવે છે.

નરસીયો—અલી સાંભળે છે ? મેડેથી પટારામાંથી રૂપીઆ લાવને ?

નાથુડી—લાવું છું. [ કહી મેડે જાય છે જતાં જતાં ] આજ આમને શું ભુત ભરાયું છે.

ભગલો—બાપા, શું આમને રૂપીઆ ધીરવા છે ?

નરસીયો—ના બેટા, એ તો આપણે એમનો માલ ખરીદેલો

છે તેના રૂપીઆ આપવાના છે એટલામાં નાથુડી આવીને રૂપીઆ આપે છે તે કાછીયાને આપે છે.

કાછીયો—[ રૂપીઆ લઇને ] પણ તોલ ઉપર તમારા માણસને મોકલો, ને તે કયાં ભરાવવી છે ?

નરસીયો—તમારાજ વખારમાં ભરાવજો, અમે તમને ભાડુ આપીશું.

કાછીયો—વારૂ ઠીક ચાલો ભગાભાઇ સાથે, [ ભગલાને લઇને કાછીયો જાય છે. ]

નાથુડી—કેમ આજ આટલા બધા હરખમાં આવી ગયા છો વારૂ ? કંઇ ઘેલછા બેલછા લાગી છે કે શું ?

નરસીયો—જારે ગાંડી જા ! તુ તો સદા આવીજ રહી કે ? આજે તો સોનાનો સુરજ ઉગ્યો છે. હવે આપણાં ભાગ્ય તો સાણુએ ધોયા વીના ઉઘડી ગયાં.

નાથુડી—પણ ઓય હું મરૂં રે એટલુ બધું શું છે ?

નરસીયો—જો સાંભળ, આજ શેઠની હજામત કરવા ગયો હતો ત્યાં શેઠના ઉપર તેમના આડતીયાનો કાગળ આવ્યો કે લશ્કર આવનાર છે માટે સામાન સંઘરી રાખજો. તેથી શેઠે તો ગુમાસ્તાને તાબડતોબ મોદીખાને મોકલ્યો છે પછી ભાજીવાળાને ત્યાં જવાનું કહ્યું, તેથી મેં તે હજામત ઉતાવળી કરી તેમના લેતા પહેલાં બધી ભાજી ખરીદી લીધી એમાં આપણને સારો તડાકો પડશે ને સ્હેજ બસો ચારસો મળશે.

નાથુડી—ઓયરે હું વારી જાઉં રે વરણાગીયા !

નીસાર તેરે નખરે નાજો અદાપર નીસાર—એ રાગ.

આનંદ મારા વ્હાલા, આજે છે આનંદ અપાર—ટેક.

રૂપીઆ રળશો સેઠીયા બનશો ફરશો મુછે દેઇ તાર—મારા.
કલ્લાં ને કાંબીઓ મુને અપાવશો, સાડીયો સુંદર સાર—મારા.
ધન્ય ધન્ય આ દાડો પ્રભુ આવીઓ. થાપીઓ ઉરે કરાર—મારા.
( સરવે હરખે છુટકાય છે. )

## પ્રવેશ ૪ થો.

સ્થળ—શાકમારકીટનો વખારો.

પાત્ર—ભગલો, કાછીયા તથા તોલનારા.

ભગલો—વાહ ! વાહ ! વાહ ! વાહ ! વાહ ! વાહ !

અમન ચમન કરશે બંદા વાહવા ટેક.
ધોતીજોડા નવા લાવું, પેહેરૂ પાઘડી બેશ;
અસ્ખાબંધ અંગરખુ પહેરી, નવો રાખશું બેશ. વાહ.
લઇ લાકડી લાલ મઝાની, ફરશું અકડબંધ;
રેશમનો ગુંથાવી ઘાલુ, ગળે ગળુબંધ. વાહ.

કાછીયા—બ્યો હવે તમે તોળી રહ્યા કેમ ?

તોલનાર—હવે આટલું ગાડું બાકી રહ્યું છે તે તોલી લઇએ છીએ.

ભગલો—ઝટ કરો બ્યો, હું બીજી વખારેએ તાળાં વાસી આવું ( એમ કહી તાળાં વાસી આવે છે. તોલનાર તોલી રહે છે એટલે પૈસા આપી સૌને વિદાય કરી ઘેર જાય છે. )

## પ્રવેશ ૫ મો.

સ્થળ—છપ્પનશાહનું ઘર.

પાત્ર—છપ્પનશાહ, ધબ્બલીયો, પાછળથી નરસીયો.

છપ્પનશાહ—કેમ ધબ્બલીયા ? નરસીયા ચરકીનો ઠીક ઘાટ

બડચોને ? રાંડનો આપણને ઠગવા આવ્યો ત્યારે ઠીક શીક્ષા પામ્યો ને ? સાળી ઘાંચજાની જાતજ અદેખી.

ધબ્બલીયો—હા શાબ ? તમે ઠીક તાલ લગાવ્યો. રાંડનો મારા પહેલો ત્યાં જઈ બધી ભાજી ખરીદ કરી ગયો હતો, માટે એજ લાવનો ( એવામાં નરસીઓ આવે છે. )

નરસીયો—કેમ શેઠસાબ લશ્કર હજુ કેમ ન આવ્યું ?

છપ્પનશાહ—એ તો બારોબાર ગયું તેથી અમારે પણ સીધું વેચી નાખવું પડયું.

ધબ્બલીયો—તોપણ પૈસા તો સારા ઉપજ્યા શેઠ.

નરસીયો—( મનમાં ) પણ તારૂં નખોદ જાય તારૂં મારે તો રામાયણ વળી, ને ચોદસોની ભાજી કાયો મારો બાપ લેશે ? ચાલ હવે તો બજારમાં જઈ વેચી નાખું. ( પ્રકાશ ) શેઠ હું જાઉં છું, સાંજે આવીશ.

છપનશાહ—વારૂ ઠીક ( નરસીયો જાય છે ) રાંડનાનું મોઢું ઉતરી ગયું છે ધબ્બલીયા.

ધબ્બલીયો—પણ બાદસાબ તેની ભાજી તો બધી બગડી ગઈ હશે કેમકે ઘાંચજાભાઠને તે સાચવતાં તે ક્યાંથી આવડે.

છપ્પનશાહ—ભોગ એના ચાલ મેડીપર જઈએ. ( જાય છે ).

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—શાક મારકીટની વખાર.

### પાત્ર-કાછીયા અને નરસીયો.

નરસીયો—લ્યો આ કુંચીઓ જુઓ વખારો ( માલ વખારો ઉઘાડી જુવે છે તો ઘણી ભાજી સડી ગયેલી જોઈ. )

**કાછીયા**—અરરર! બાપરે આવો માલ તો કુતરાંએ ન ખાય, અમારે તો નથી જોઇતો શેઠ.

**નરસીંયો**—( ગભરાઇને ) પણ હવે શા ભાવે રાખશો તે હેશોની? મારે તો એ છેવટે કાઢી નાંખવી છે.

**કાછીયા**—આ બધાના રૂપીઆ સો આપીએ, કેમ બોખ છે.

**નરસીયો**—ના સવાસો આપો.

**કાછીયા**—અરે માનોની શેઠ નહિતો ઉપડામણના પૈસા બેસશે.

**નરસીયો**—વારૂ બાપુ લાવો સો તો સો ( રૂપીઆ લઇ નરસીયો જાય છે. રસ્તે જતાં જતાં. )

**નરસીયો**—નખોદ જાયરે તારૂં છપ્પનશાહ? મારા ગરીબનું ઘર માર્યું તેમાં તારા હાથમાં શું આવ્યું? ( વીચાર કરીને નહી નહી પણ એમાં એનો શો વાંક? રાંડ વીશાત્રીનો વાંક મારા કે મેં નાહક તેની અદેખાઇ કરી. ભાઇ કોઇ અદેખાઇ ન કરતા, નહીં તો ખાડો ખોદે તે પડે તેમ તમારી સ્થીતી થશે, એમ કહી રૂપીયાને રડતો ઘેર જાય છે. )

સરવે પાત્રો—( મારા ભાગ્ય તણો નહીં પાર—એ રાગ. )

કોઇ ના કરો અદેખાઇ યાર, નહીતો થાશે ભારી ખ્વારી—ટેક.
જોયો તમે આ નજરે સૌએ, નરસીયાનો ખેલ,
જાન મહી મહેલકાણુ, થાય વાવડી નરકેલ. કોઇ૦
છપ્પનશાહે છેતરપીંડી કરી કર્યો તો ખ્વાર:
એવો કોઇ માથાનો મળે તો, આપે દુઃખ અપાર. કોઇ૦
આર્ય જનોના હીતના માટે, હરીલાલ કહે સાચું;
ઉપરની શીખામણ માનો, નહી તો ભાગે ડાચું. કોઇ૦

**સમાપ્ત.**